# શ્રી શિવાજી મહારાજ !

—ગુણાનુવાદ—જયંનાદ—



લેખકઃ—સુપ્રસિદ્ધ ' સન્દેશ ' પત્રના સંપાદક,
શ્રી૰ અચ્યુતરાવ કોલ્હટકર.

અનુવાદકઃ—છોટાલાલ શ[illegible]દાસ શ્રૉફ, [illegible]ળધર.

મૂલ્યઃ

# શ્રી શિવાજી મહારાજ !

—ગુણાનુવાદ—જયનાદ—



લેખકઃ—સુપ્રસિદ્ધ 'સન્દેશ' પત્રના સંપાદક,
શ્રી૦ અચ્યુતરાવ કોલ્હટકર.

અનુવાદકઃ—છોટાલાલ રામદાસ શ્રૉફ, પાલઘર.

મૂલ્યઃ—

# શ્રી શીવાજી મહારાજ

## ——ગુણાનુવાદ–જયનાદ——

——:o:——

શ્રી શીવાજી મહારાજનો જય જયકાર હો ! શ્રી ચૈતન્ય દેવતા સીદ્ધ થાઓ, આજે છત્રપતિ શ્રી શીવાજી મહારાજ વિષયે સર્વે બુધ્ધી સામર્થોમાં ચૈતન્ય પ્રગટાવવાનું છે. ઇતિહાસ કટીબધ્ધ થાઓ, આજ તારા પૃષ્ઠ ઉપરનો મેલ ઉડાવી ત્યાં શ્રી સમર્થ શીવાજી મહારાજનું અમર નામ પ્રસ્થાપીત થવાનું છે. હે હૃદય ! આજે તું પ્રફુલ્લીત થઈ ઉલ્લાસ નૃત્ય આદર આજે શ્રી છત્રપતિ–પ્રેમપ્રવાહ–નું વિમળ વહન છે. સ્મૃતીદેવી ! અન્યવાર્તાઓને–પાસ તોડી નાંખો, આજે શ્રી શીવાજી મહારાજનાં સ્મૃતીપદમાં નૃત્ય કરવું પડશે. કાવ્યદેવી ! તમારી મધુર વિણા હાથમાં લ્યો. આજે શ્રી શીવાજી મહારાજનાં સાત્વીક સ્મરણનાં સુંદર સુર બજાવવાનાં છે મહારાષ્ટ્રીય મૃતકાવ્યકાર ! તમારૂં વિજયી ઢોલ લઈ શ્રી શીવાજી મહારાજનાં પુણ્ય નામનો પ્રથમ પડધો પાડો. સ્વર્ગસ્થ શુરવિરો ! સુખાસનો તુચ્છ લેખી આજે શ્રી શિવપ્રભુના થતા કીર્તન પ્રસંગે એમનાં પુણ્ય સ્મરણમાં તન્મય બની બેસો. એ

મહારાષ્ટ્રનાં મુગુટમણી સિંહગઢવાસી તાનાજી! જાગૃત થાઓ. કેવળ તમારા માટે શ્રી શીવાજી મહારાજે દારૂણ શોક કરવાથી હવે વધુ મૃતાવસ્થામાં રહો નહી. કૃષ્ણા ઘોડી! તે સમય પ્રમાણે આજે પુનઃ મહારાષ્ટ્ર ઉત્સાહી કર. ઉડતી ધુંળ અમારી આંખમાં પડી તેનું યથેચ્છ નેત્રાંજન થવા દે. જય ભવાની દેવી. સર્વોત્તમ માતા, મહારાષ્ટ્ર કુળદેવતા! તમારો પુનઃ જય થાઓ, અને શ્રી શીવાજી મહારાજનાં મહારાષ્ટ્ર પ્રદેશમાં પાછા વિજયી દેવી દુંદુભીનો નાદ થાઓ.

સાંભળો! આ રણવાદ્ય. આ બીંગલો સાંભળો. આ સર્વે કોલાહલ શા? આ વાદ્યોયેનાં? એ શું સૂચવે છે? એ શું સંદેશ કરેછે? અરે શું તમને એની જરાએ ખબર નથી? જે સંદેશે મહારાષ્ટ્રનાં પ્રત્યેક સ્નાયુમાં અનુપમ સામર્થ આણ્યું, જે સંદેશથી મહારાષ્ટ્રીય સ્ત્રીવર્ગને શૌર્યથી સજ્જ કર્યો. વળી કૃષીકારો કારીગરો યોદ્ધા બન્યા શું તે સંદેશથી તમે હજી તદન અજાણ્યા છો? એ સ્વર્ગીય સંદેશ ખુદ તમેજ શ્રવણ કરો. "ભવાની માતાકી જય! ભવાની માતાકી જય!! ભવાની માતાકી જય!!"

આ જીજામાતાનું નાનું બાળક, આ શહાજી મહારાજનાં સુકોમળ પુત્ર આજે અખીલ મહારાષ્ટ્રનાં અગ્ર નેતા થઈ મહાગૌરવિ મહારાષ્ટ્રને ઉદયનાં ઉચ્ચ શીખરે શોભાવવામાં બહાર પડયો છે. આજ તે મહારાષ્ટ્રનો ધુરંધુર થયો છે, રે લોક નાયક બન્યો છે. ઉપરાંત તેણે પ્રતીજ્ઞા લીધી છે કે જો ભોસલે કીર્તિવંત

કુળમાં મેં જન્મ લીધો હશે, જીજામાતાનું પવીત્ર ઉદરમાં નવમાસ વાસ કર્યો હશે, જો ભીમા અને કૃષ્ણા સરિતાનાં જળપાન કર્યાં હશે, સહ્યાદ્રિનો વાયુનો મારા આંગને સ્પર્શ થતો હશે તો આજ વયે આજ જીવનમાં આજ આયુષ્યમાં મહારાષ્ટ્રનો પરમ ઉદ્ધાર કર્યા વગર હું કદીપણ રહીશ નહીં. "

તેની વય લઘુ છે. પણ દૃઢનિશ્ચય ગંભીર છે. તેની મુર્તી નાની છે. પણ ધૈર્ય અલૌકીક છે તેની આકૃતી અલ્પ છે પણ તેનાં સંકલ્પ વિશાળ ને ઉચ્ચ છે તેથી અજબ થશો નહીં. વયમાં શું છે? અમુક વયે રમવાનું અમુક વયે સંસાર સમુદ્રમાં વિહાર કરવાનો અંતમે વયે મૃત્યુની માળા જપવાની. એ સર્વ સાથે જેને સ્વલ્પ સંબંધ નથી તેને માટે નીયમ શું ? જેને કર્તવ્ય કરવું છે તેને શું નીયમ નથી ? બાહ્ય દેખાવે તે ટુંક છે પણ તેનો હસ્ત ગગન ચુંબીત લાંબો છે. તે વૃદ્ધાવસ્થાએ પહોંચ્યાં હશે તો પણ તેનાં ગાલ ઉપર યુવાવસ્થાથી ગુલાબી ચમક જણાશે.

શીલ ! અરે વત્સ ! એ બાળક ! એ રાજવી બાળ !

આ પરિતાપથી, તું દુઃખી થઈશ. આ સુંદર સકુમાર મુખ સુકાઈ જશે. નદી, નાળા અને દરીઆ ડુંગર ચઢતા ઉતરતા તું થાકી જઈશ. હે વત્સ, આ તીવ્રકષ્ટ તારાંથી સહન નહીં થાય તને એની ટેવ નથી. તું શ્રમીત થઈશ. આ પ્રચંડ ઝાડી, આ તોફાની નદી, અસીમ વર્ષાધારા આવા હૃદયવિદારક વિપત્તિમાં તું તારો

અમુલ્ય જીવ શા માટે ખુએ છે? જ્યાં હમેશા નિપુણ શુરા પ્રયાણ કરતાં કંપેછે, ત્યાં પ્રીયવત્સ તું કેમ હીંમત કરે છે ? આવ આવ પાછો આના તારા સ્નેહીઓને પાછા ફેરવ, પાછા બોલાવ ઇચ્છા જો હશે તો આવતી કાલે તેમને આવવાનું કહેવાશે આત્યારે તું ઉતાર આ સાજ. સાફો અને આ તારા સુકોમળ મુખ ઉપર પ્રસરેલો પસીનો મારા છેડાવતી મને લુંછવા દે ?

નહીં. માતોશ્રી નહીં. મારૂં તેજ ભંગ કરશો નહીં મહારાષ્ટ્રની વીરમાતાઓને આવું જરાપણુ શોભાસ્પદ નથી. આજ આ મહા. રાષ્ટ્ર દુર્બળ થયો છે. તે તેવી જ સ્થીતીમાં છે એમ સમજશો નહીં. મહારાષ્ટ્રનું વજન કેવળ અદ્દભુત છે. ભયંકર અને ક્રુર વ્યાઘ્રનાં રકતવત્ નેત્ર સામે બહાદુરાઈથી જોનારી; મદાંધ હાથીની સુંઢ એકી ઝડપે પોતાના બાહુબળે પકડનારી ક્રુર અને વિષારી સર્પનું વિષપૂર્ણ શીર્ષ કેવળ પોતાના ચર્ણવતી છુંદી નાંખનારી ધૈર્યશાલી અને બાહોસ તેજસ્વી સન્નારીઓ આ મહારાષ્ટ્રમાં સદાને માટે વાસ કરે છે અમો એમનાં પવીત્ર ઉદરમાંથી જન્મ પામ્યાં છીએ. અમોએ એમનું દુધ પાન કર્યું છે. માતોશ્રી ! મેં તમારૂંજ સ્તનપાન કર્યું છે. મારા ઓષ્ટ પણ હજી સુકાયા નથી. ત તમારૂં ઉત્કૃષ્ટ દુધ મને પાછળ હઠવાં મનાઇ કરેછે, મને શરમાવે છે તમારૂં ઉત્તેજક દુધ મારા અંતઃકરણમાં નિર્ભયતા અને નિડરતા ઉપજાવે છે. માતોશ્રી આ સમયે આપ પ્રતિબંધ કરશો નહી, અશ્રુપાત કરશો નહી. મારા મસ્તકે આપનો વરદ હસ્ત મુકી અમર આશીશ આપો, મારો જય ઇચ્છો. આપનાં પવીત્ર મુખેથી

કેવળ 'વિજય' એટલેજ શબ્દ ઉચ્ચારશો તો પણ મારી નિશ્ચે ફત્તેહજ થશે. તમે મારો જય જયકાર કર્યો કે અખીલ મહારાષ્ટ્ર દીલોજાનીથી એકી આવાજે ગર્જી ઉઠશે કે "શ્રી શીવાજી મહારાજનો જય! શ્રી શીવાજી મહારાજનો જય!"

શ્રી ચૈતન્યદેવ, તારી સહાય અમોને એજ માટે જોઇએ છે. મહારાષ્ટ્રનાં રણમર્દ વીર તાનાજી, એ કારણેજ તમારૂં અસ્તિત્વ અમો અમર ઇચ્છીએ છીએ. કીર્તિવાન કાવ્યકારો તમારી હાજરીની પણ એ માટેજ જરૂર છે.

અમારા શુરવીર માતાનાં સ્તનપાન યતકીંચીત અમોને શરમાવે છે અને લીધેજ તમારી સંગીન સાહ્યની અપેક્ષા અમો યાચીએ છીએ. શ્રી શીવ પ્રભુનો પુણ્યવાન અમર આત્મા પુનઃ આ અવનીમાં અવતરે તેમનું અગ્રગણ્ય ઉદાર અને ઉચ્ચ તત્વ પુનઃ અમારા હૃદયમાં સ્થાનલે તેમનાં આયુષ્યની સદબોધ અમારી કૃતી આચરણમાં પુનઃ પ્રાપ્તી થાય, તેમનાં પ્રસીધ્ધ પરાક્રમનું પરમસાર્થક આ મહારાષ્ટ્રભુમીમાં પુનઃ પ્રાદુર્ભાવ થાય, તેમની કર્તવ્ય પ્રરાયણતા પુનઃ ફળીભુત થાય, તેમનો જુસ્સો તેમનું ઉધળતું લોહી. તેમની પ્રજ્વલીત આશાએ તેમનું અડગ ધૈર્ય અમારી નાણેમાં અમારા ધ્યાનમાં, અમારી રકતવાહીનીઓમાં પુનઃ ઉછળતું થાય તેને માટેજ આપ સર્વના સહકાર અમો યાચીએ છીએ કારણ શ્રી શીવરાય નામસ્મરણમાં અખીલ મહારાષ્ટ્ર સમાએલો છે. તેમની માત્ર એક પવિત્રમૂર્તિ એટલે સને ૧૬૨૭ શ્રી સને

૧૯૨૪ સુધાં આ દેશમાં ઉદ્દભવેલી પ્રત્યેક સંસ્થા છે. તેમનો એક નામોચ્ચાર એટલે શ્રીજ્ઞાનેશ્વર મહારાજની જ્ઞાનેશ્વરી, સંત તુકારામની સંપૂર્ણ ગાથા, મુકતેશ્વરનું અખીલ મહાભારત છે. તેમનો એક જયજયકાર એટલે શ્રી પંઢરપુર યાત્રાનું પુણ્ય તુળજાપુરવાસીનીની મહાકૃપા પ્રતાપગઢની અંબીકાનો વર પ્રસાદ છે. શ્રો શીવાજી મહારાજ આ શબ્દમાં મહારાષ્ટ્રને ત્રીભુવનનું ભાગ્ય અપવર્ગનાં દીવ્ય સુખો આનંદ સામ્રાજ્યમાં અદ્દભુત સંચય સાંપડે છે.

કારણ શ્રી શીવાજી મહારાજનું પ્રતાપી ચરિત્ર એજ મહારાષ્ટ્રનું અસ્તીત્વ, શ્રી શીવાજી મહારાજનો તેજસ્વી અને દીવ્ય ઉદયકાળ એટલે આધુનિક મહારાષ્ટ્રનું ઉજ્જ્વળ આયુષ્ય.

શ્રી શીવરાયનું અંતઃકરણપૂર્વક ધ્યાન ધરવું. શ્રી શીવપ્રભુનો પ્રતાપ મનન કરવો. આવો અખીલ મહારાષ્ટ્રને સરળ, સીધો સદુપદેશ કરનાર કવી I શીવપ્રભુનાં આચાર વિચાર પ્રત્યેક ચિત્તાકર્ષણ કરનાર કાવ્ય કંઠમણી કવી મૃત્યુવશ થયાને આજ ત્રસો અઢીસો વર્ષ વ્યતીત થયા તોપણ તે કાળે તે ઉપદેશ જેટલે અંશે સત્યાનુસારી યથાયોગ્ય મનાતો તેટલો આજ પણ છે. તે કાળે સદુપદેશની જેટલી આવશ્યકતા હતી તેટલીજ આજે પણ છે. શ્રી શીવાજી મહારાજ જ્યુલીઅસ સીઝર જેવાં ફકત શકકર્તાજ હોત, સીકંદર બાદશાહ માફક કેવળ પરરાજ્યોજ કબજે કરવાની કુટીલ કામના રાખી હોત, અથવા પીટર ધી ગ્રેટ જેવી આપણું રાજ્ય અન્ય રાજ્યની તુલનામાં રાખવાની મહત્ત્વાકાંક્ષા

હોત તો આજે મહારાષ્ટ્ર જેવું એમને માન આપી રહ્યું છે તેટલું માન મહારાષ્ટ્ર તરફથી કદીપણ મળત નહીં. શીવાજી મહારાજ કેવળ સીકંદર કે પીટર જેવા ન હોતા, તેમનું ઉચ્ચ શીલ, ચારિત્ર તેમની નિષ્કપટી અને સરળ વર્તણુક, તેમનું ઉદાર અને દયાળુ દીલ, સાગર જેવું વિશાળ હૃદય, તેમની બાળક જેવી નિષ્પાપ વૃત્તી, એવા એમનાં ઉચ્ચ અનુકરણીય સદગુણો, અખીલ વિશ્વ-ઇતીહાસનાં સુવર્ણ પૃષ્ઠે અદ્વીતીય છે. તે ઉપર માત્ર મહારાષ્ટ્રનો હક્ક છે, તે ફકત મહારાષ્ટ્રની ' મોનોપોલી " છે. શ્રી શીવપ્રભુના આચાર વિચાર વિષેનું કાવ્ય કવચીત આપણે એકવાર વાંચવાથી વિસરી જઇશું પરંતુ કલાક અર્ધો કલાક, ઘડી બેઘડી એ કાવ્ય મનન કરી એનું ઉંડું રહસ્ય સમજવું એનાં સુધારસનો આસ્વાદ લઈ આપણા અંતઃકરણમાં ચીરસ્થાઈ પાન કરવું યોગ્ય છે. શ્રી શીવાજી મહારાજ એ ફકત પરાક્રમી અને રાષ્ટ્રોદ્ધારક હતા એટલુંજ નહી પણ એ એક ન્યાય પરાયણ માનવ ચરિત્રના અનુપમ અનુકરણીય હતા. તેઓ એક આયુષ્યનાં માર્ગદર્શક હતઃ. પગલે પગલે બોધપ્રદ શીક્ષક હતા, એક કલ્પના યોગ્ય સજીવન ચિત્રપટ હતા. વિધાતા કૃતીના નમુનારૂપ હતા, તેઓ પરમાત્મા કૃતીમાં આશ્ચર્યકારક આદર્શરૂપ હતા એ પ્રમાણે આ કાર્ય દર્શાવે છે. સીકદર બાદશાહે જગત જીત્યું હશે પણ તેનાં ગુપ્ત ચરિત્ર પ્રત્યે નજર નાંખશો નહીં; નેપોલીઅને દસહજાર તોપો અને એક લાખ મનુષ્યોનો પરાજય કર્યો

હશે પરંતુ તેનાં અંતઃકરણનો અંતરપટ ખોલશો નહીં, જયુલીઅસ સીઝરે ગોલ અને ગોથને શીક્ષા કરી હશે પણ તેનાં હૃદયમાં દ્રષ્ટીપાત કરશો નહીં એવી પ્રત્યેક ઇતિહાસકારો આપણને ચેતવણી આપે છે. પણ શ્રી શીવછત્રપતીનાં ચરિત્ર વિષે એમનાં દારૂણ દુષ્મનો પણ પ્રતીકુળ પ્રતીપાદન કરી શકશે નહીં પણ તેમની મીષ્ટવાણી, સરળ વર્તન, મંદહાસ્ય, નિષ્કપટ બુદ્ધિ, અસામાન્ય પ્રસન્નતા સાત્વિકસંતાપ આદિ સુકીયાએ સર્વોત્કૃષ્ટ અને અનુકરણીય હતી આમાંથી કોઇપણ શુક્ષ્મ કીયા જોઈ મહાન પંડિતો પણ સાનંદાશ્ચર્ય થઈ માન્યતાસાથે બોલી ઉઠ શકે " જોઈ લ્યો માનવચરિત્રનો સુંદર દાખલો " જુઓ માનવ ચરિત્રનો ઉત્કૃષ્ટ આદર્શ! આ રીતનું તેમનું અત્યુત્તમ અનુકરણીય અને ઉજ્વલ ચરિત્ર અવલોકન કરી કાવ્યભુષણ કવીશ્વરે અભિમાનથી કાવ્ય લખી શ્રી શીવપ્રભુનાં આચાર વિચારનું ભાવી સંસ્થાને જ્ઞાનામૃતનું પાન કરાવ્યું. એ દીવ્યામૃતનો આપણે હજીએ રસસ્વાદ લઇએ છીએ. એ શાંતવૃતી હજી કાવ્ય સાથે એક રૂપ છે. એ ગહન જળ સૌખ્યસાગરમાં આપણે હજી તરીએ છીએ. આપણે હજી શીવ પ્રભુનાં માનવંતા અનુયાયી તરીકે ઓળખાઇએ છીએ. હજી મહારાષ્ટ શ્રી શીવાજી નામથીજ ઓળખાય છે. શ્રી શીવાજી મહારાજનાં ઉજ્વલ કીર્તિ ઉત્સાહ અંગે અખીલ આર્ય દેશને મહારાષ્ટનો ભય છે અને હજી પણ શ્રી શીવપ્રભુનાં વિજય તોરણથી મહારાષ્ટ્ર ભુમી દેદીપ્યમાન છે. મહારાષ્ટ ઇતીહાસનો પ્રારંભ કયારથી થયો ?

ી શીવાજી મહારાજ પછી મહારાષ્ટ્રમાં કોનો શક ચાલે છે?
ાલીવાહાનનો? નહીં જરાએ નહીં. શાલીવહાન શક પંચાગોને
ર્પણ છે. અને મહારાષ્ટ્રનો ખરો શકકર્તા હવે શ્રી શીવરાય છે.
શ્રી શીવાજી મહારાજની કીર્તીનો સુંદર આધાર આજે મહદ-
ાગ્યે આપણને મળ્યો છે. તેમના જે મહાન આશ્રય પ્રાપ્ત થયોછે.
મનાં સરવ વ્યાપી જગતવિખ્યાત કરતવ્યનું આપણને જે
'સ્મરણ છે. તે બદ્દલ તેમનાં આપણે ઉપકૃત થવું જોઇએ. તેમના
હદુપકારનો યથેચ્છ બદલો વાળવો જોઈએ. તેમનાં લોકોત્તર
દગુણ આપણને અનુકરણીય હોવા જોઇએ. શ્રી શીવપ્રભુનો
ામોચ્ચાર આપણે બીન પ્રયાસે કરીશું. એ મહામંત્રની સારથ-
તા થાય તોજ તેનાં ઉચ્ચાર માત્રની સાફલ્યતા. આ નામસ્મરણનું
ાપણાથી સારથક નહીં થાય તો તેમ પ્રત્યેક અભિમાન કાલ્પ-
ાક ને કપટી ઠરશે. એટલુંજ નહીં તો આપણી કપટવાહીની
૦હાએ તે સુંદર શુરવીર પવિત્ર નામને કંલકીત કર્યું કહેવાશે.
ાવો તેનો અનર્થ ન થાય તે માટે માતૃભુમીપર આપણે અપ્ર-
ામ પ્રેમ દાખવવો જોઇએ. અને તેની ઉન્નતી અર્થે આપણે
ીબદ્ધ થઈ..અહોરાત્ર યત્નો આદરવા જોઈએ. આ પ્રયત્નો માટે
ાણ અધિકારી છે? કઈ પરિસ્થીતીમાં તે થવા જોઈએ? જીવનની
ીવયે તેનો પ્રારંભ કરવો? આના પ્રત્યુત્તરમાં શ્રી શીવપ્રભુનું
ઉજ્વલ ચરિત્ર સ્પષ્ટ જણાવે છે કે, અધિકાર પ્રાપ્ત થવા માટે
ા, વિદ્યા, પરિસ્થિતી વા અન્ય કીંચીત પ્રકારની આવશ્યકતા
થી, જે જે પ્રાણીએ મહારાષ્ટ્ર ભુમીમાં જન્મ લીધો, જે પ્રાણી

મહારાષ્ટ્ર ભુતળ અંકપર બેસી ઉઠયો. જેણે એનું સામર્થ્યમય પાન કરર્યું તેને તેની ઉન્નતી પ્રાપ્તિ અર્થે પ્રવૃત્ત થવાનો જન્મસિદ્ધ હક છે. તે પ્રાણીને મહારાષ્ટ્રભુમીને ઉદય શીખરે દીપાવવાનો દીવ્ય ધર્મ છે. તમે બાલ્યાવસ્થામાં હશો તોપણ માતૃભૂમી પ્રત્યે પ્રેમ બતાવવાની ફરજ છે. સંસારમાં આસકત હો તો પણ એના ઉદ્ધારની ચિંતા હોવી જોઇએ. વૃદ્ધાવસ્થામાં પણ એનાંજ અતુલ ઉદયની જપમાળ ફેરવવી જોઇયે. શ્રી શીવાજી મહારાજની બાળ ક્રીડા પણ અદ્દભુત રમ્ય છે. આ બાલ્યાવસ્થાનો કાળ એક બાજુએ રાખીએ તો બાકી રહેલા આયુષ્યમાનો એક એવોપણ ક્ષણ ગયો નથી જેમાં તમણે માતૃભુમી પ્રત્યેનું કોઇપણ ચીંતન કરર્યું નહીં હોય. જે ઘડીથી શીવ પ્રભુનો ઇતિહાસ જાહેર થયો તે ક્ષણથી તે મૃત્યુ શય્યાપર અચેતન થઇ પડે ત્યાં સુધી તેમનો એક પણ ક્ષણ નીમીષ પસાર થયો નહીં હોય કે જે માતૃભુમી હિતચીંતન માટે વ્યતીત થયો ન હોય તેમનો સ્થુળ દેહ, તેમની વિશ્વજ્યોતી શ્વાસોશ્વાસ તેમનાં હ્રયનાં ટકોરો તેમની બુદ્ધિ તેમનું મગજ આદી સર્વેને મારો દેશ, મારો પ્રીય દેશ એજ કેવળ લગની વાગી હતી. તેમનું આયુષ્ય સ્વદેશ કાર્ય પરત્વે માત્ર વહન કરી રહ્યું હતુ તેમનું જીવન દેશહીતાર્થેજ હતું. એમનો જડદેહ મૃત્યુપાસમાં પડયો તે અન્તીમ અવસ્થાએ પણ એમનુ અન્તઃકરણ દેશકાર્યમાંજ તન્મય એકાકાર હતું. તેઓ ચૈતન્યરૂપે શા વ્યવસાયમાં હતા ? 'હું મારી માતૃભુમીનો ઉદ્ધાર કરીશ આજ વ્યવસાયમાં, આહા ! તેમનું તારૂણ્ય

શા કારણે ખર્ચાયું ? માત્ર માતૃભુમીની ઉન્નતી માટેજ ! અંતીમ અવસ્થાએ એમનો પ્રાણવાયુ છેવટનાં પ્રણામ યાચવા આવ્યો ત્યારે અમણે શો સંદે શો કહ્યો ? 'હે પ્રાણવાયુ ! મારો દેહ છોડી મારા દેશ બાંધવનાંજ દેહમાં પ્રવેશ કર. વળી તેમને કહે કે આ શ્રી શીવાજી મહારાજનો પ્રાણવાયુ છે. આજન્મ દેશ સેવાનું મહાન કષ્ટપ્રદ વૃતં ધારણ કરનારી એક સુભાગી હીંદપુત્રનો પ્રાણવાયુ છે. ઉપરાંત દેશમાટે શ્વાસોશ્વાસ કરનારા એક પરમ પ્રયત્નશાળી આત્માનો અમર પ્રાણવાયુ છે તેમનો સ્વીકાર કરશો તો સ્વતેજથી સ્વપ્રકાશથી મહદ માનપાનને પાત્ર થશો, તેમનો ત્યાગ તમને જગતની સર્વે આપત્તીઓનું ગુલામ બનાવશે.

શ્રી શીવાજી મહારાજનો શુદ્ધ અભિમાની કોણ ? જેનું ધ્યેય સ્વતઃસીદ્ધ નથી પરન્તુ સ્વદેશને સર્વસ્વ સમર્પણ કરે તે. તેમનો અનુયાયી કોણ ? જે સ્વહીત પ્રત્યે મૌન રહી સ્વદેશનાં સત્કાર્ય અર્થેજ એક ચીત્તજ થાય તે. શ્રી શીવપ્રભુનો ચુસ્ત સેવક કોણ ? તેમનો પરમ ભક્ત કોણ ? જે જે સ્વહીતની યતકીંચીત સ્વપ્નેપણ પુર્વા ન કરતાં અહોરાત્ર સ્વદેશ માટે સુખ ચીંતન કરે તે તમારી પાસે સરીર સામર્થ હશે, બુદ્ધીબળ હશે તે કેવળ સ્વદેશનેજ અર્પણ કરો. તમે જ્ઞાની હો તો જ્ઞાનનો સદ્‌પયોગ દેશહીત માટે કરો. ધનસંપન્ન હો, તો દેશનું દારીદ્ર દેશપાર કરવા યા હોમ કરો, શરીર સ્વદેશ માટે હોમો તમારા પુત્રપૌત્રાનાં પવિત્ર અન્તરમાં પ્રજ્વલીત દેશભકતીની ભાવના ભરો, આપણો પ્રાણ પૂનીત દેશની

પૂજ્ય સેવા સાધનમાં સમર્પણ કરો. એવો શ્રી શીવાજી મહારાજ ભકતીનો મહામંત્ર છે. ઇતીહાસીક પવીત્ર અને પુણ્યશાળી ગંગામાં સ્નાન કરી કર્તવ્યપરાયણતાની સાત્વીક મહત્વાકાંક્ષાનું તીલક કરી ભાવીદેવી સામો દ્વિ હસ્ત જોડી નીર્મળ નીસ્સીમ ભકતીથી આ મહામત્રનો ઉચ્ચાર થયો એટલે શ્રી શીવાજી મહારાજ પ્રત્યેની પૂજ્ય પવીત્ર પ્રેમમય ભકતીરસ પૂર્ણતાએ પહોંચશે. તેમનો મંત્ર સીદ્ધી પામે છે. આ સીદ્ધતા અતી સરળ છે પણ તે તરવારની તીવ્ર ધાર છે. જો કે તે અસંભવિત નથી તે પ્રખર અને પ્રજવલીત છે. તે ઉદ્વેગી નથી પણ પ્રાણીમાત્રની કસોટી કરનારી છે. આ સીદ્ધતા અર્થે કસોટી થઈ ગઇ તેમાં શું ? સીદ્ધતા સામે પરિક્ષાનું શું મહત્વ ? યશ સામે શ્રમ પરાકાષ્ટતાની શી ગણતી ? મનની દુર્બળતાને લીધે કવચીત મન ચિંતાગ્રસ્ત લાગે તો પણ શ્રી શીવાજીનાં નામોચ્ચાર આગળ એનું લવલેશ મૂલ્ય નથી.

શ્રી શીવાજીરાયે એમ જાહેર કર્યું કે આ મહારાષ્ટ્ર મારો છે. તો તે પણ આપણાજ છે એમ કહેવાનો અધીકાર નથી કે ? શ્રીશીવાજી મહારાજની સ્વામીનિષ્ટપૂર્વક સેવા એટલે સ્વાર્થત્યાગની પરિક્ષા, એ વીકટ પરિક્ષા સારૂ જો આપણે તૈયાર થયા તો શ્રીશીવરાય પ્રભુ પ્રત્યેનાં પૂજ્ય અભિમાનનું સાર્થક થયું ! જો એ પરીક્ષામાં આપણે નિષ્ફળ નિવડ્યા તો શ્રીશીવપ્રભુનુ મહારાષ્ટ્રીય કાર્ય વ્યર્થ ગયું કહેવાસે. પછી જો શીવાજી નામનો જયજયકાર પોકારાયો તો સમુદ્રમાં અતીવૃષ્ટી પેરે થશે.

એજ ઉદ્દેશે શ્રીશીવ પ્રભુની સમાધીનાં ચરણસ્પર્શ કરી પ્રતીજ્ઞા સ્યોકે આ ક્ષણથી અમો અમારૂં તનમનધન સ્વદેશ સેવામાં સમર્પણ કરીશું. સ્વદેશ સેવાવિનાં અન્ય કોઇપણ કાર્ય અમો કરીશું નહીં, તેમનાં નામોચ્ચારનો જપ જપી દ્રઢ નિશ્ચય કરો કે સ્વદેશ અને સ્વદેશ પ્રત્યેજ પ્રેમ કરી શું. શ્રી શીવાજી મહારાજનાં મૃત્યુ સમયે-મહારાજની અન્તિમ ઇચ્છા શી હતી? કેવળ એજ કે સ્વદેશસેવાનું સુવૃત પાળનારો ભાગ્યવાન શુરવીર આ મહારાષ્ટ્રમાં કોઈ નીપજશકે? આ તેમની અંતીમ વાસનાને માન આપી તે સાફલ્ય કરવી એ પ્રત્યેક આર્યપુત્રનું પવીત્ર અને પુજ્ય કર્તવ્ય છે. કારણ શ્રી શીવાજીનાં ઉત્તરને આપણે યોગ્ય પ્રત્યુત્તર નહીં આપ્યો તો અન્ય કોણ આપશે? શ્રી શીવાજી મહારાજે રવીવારનાં દીવસે સ્વર્ગગમન કર્યું. મધ્યાન સમય હતો તે દિવસનું કાળચક્ર આજ સંપૂર્ણ થાય છે. કારણ આજ પણ રવીવાર છે. મધ્યાનસમય પણ ત્વરીત થશે. આ સમયે શ્રી શીવરાય ચીંતામગ્ન હશે, આસ પાસ બેઠેલી વ્યકિતમાં સ્વદેશ ભકિતનાં હકદાર વારસની સોધમાં હશે. તેઓનું શ્વાસોશ્વાસ રજ્જુ ત્રુટવાની અણી પણપર હશે, તેમની વાચા પણ સંકુચીત થવા લાગી હશે આવા વીપદકાળે આવદૂ શાંત સ્તબ્ધ અને ગંભીર સમયે. આવા યુગ ક્રાંતી પ્રસંગે દારૂણ શોકસાગરમાં જગતને ડુબવા સમયે તેમના શુન્ય નેત્ર જુઓ અશ્રૃપાત થયો આસપાસ બેઠેલા મનુષ્યો કરતાં એમને વધુ વ્યકતી જણાઈ. અખીલ મહારાષ્ટ્ર તેમનાં દ્રષ્ટીક્ષેત્રમાં આવ્યો સકલ

ભારત તેમને ભાસવા લાગ્યો. અરે અખીલ અવની દ્રષ્ટીગોચર થઈ, તેમને ભુગોળને ખગોળ ગ્રહ અને તારા અનન્ત સૂર્ય અને અનંત પ્રકાશ દેખાવા લાગ્યા. તેમાં તેઓ શું શોધ છે? આવી વિશાળ વિશ્વવાટીકામાં તઓ શાની શોધમાં છે? સ્વદેશ પ્રેમી સ્વદેશ ખાતર સર્વસ્વ કુરબાન કરનાર, સર્વસ્વ યાહોમ કરનાર, સ્વાર્થત્યાગ કરનાર આત્માભોગી વીરળ દેશભકત તેઓ શોધેછે. નમો, આ સમયે તેમને નમો, અશ્રુપાત થવા દો. હસ્ત જોડી અશ્રૂની ત્રણવાર અંજલી અર્પણ કરી આશ્વાસન આપો કે મહા-રાજ! આ મહાગૌરવશાળી મહારાષ્ટ્ર ભુમીનું ગતવૈભવ સાંપ્રત્ય પુનઃ પ્રાપ્ત કર્યા વગર એને મંગલ તીલકથી વિભુષીત કર્યાશીવાય અમો--મહારાષ્ટ્ર પુત્રો એક ક્ષણ પણ વિશ્રાંતી લઇ વીરમીશું નહીં. ઈત્યલમ.

શ્રી ભારતભુમીનો જય થાઓ. ભુમી ઉદ્ધારકનો જય થાઓ.



I. P Press, Bombay.

